## ભાગ ૦ ૭



☐ મૂલ્ય રૂ. ૭-૫૦






☐ લેખક : ગિજુભાઇ બધેકા  સજાવટ : આબિદ સુરતી



☐ પ્રકાશક : આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૪૦૦ ૦૦૨ તથા અમદાવાદ - ૩૮૦ ૦૦૧
☐ પરિષ્કૃત દ્વિતીય આવૃત્તિ ૧૯૮૯ ☐ મુદ્રક : જયકર ઓફસેટ પ્રિન્ટર્સ શિવાકાશી - ૬૨૬૧૮૯



એક હતો કણબી ને એક હતી કણબણ. એક એકનું માથું ભાંગે એવાં; એક એકને પહોંચી વળે એવાં.

સાંજનો વખત હતો. કણબી ખેતરેથી આવી ખાટલે બેઠો બેઠો થાક ખાતો હતો. ત્યાં તો કણબણ રાંધણિયામાંથી બોલી – એ સાંભળ્યું કે? મારે પિયરથી ઓલ્યો માંડણ ભરવાડ આવ્યો છે; ઈ સમાચાર લાવ્યો છે કે ત્યાં દુકાળ પડ્યો છે ને ખાવા મળતું નથી. કહે કે મારાં માબાપ દૂબળાં થઈ ગયાં છે. કણબીએ આસ્તેથી જવાબ આપ્યો – તે એમાં આપણે શું કરીએ? આપણે કાંઈ પરભુ છીએ તે મે' આણીએ? હોય, દુકાળેય પડે!

કણબણને તો માઠું લાગ્યું ને તાડૂકી – લે! કે' છે, હોય, દુકાળેય પડે! ખબર પડે દુકાળ વેઠ્યો હોય તો! જુઓ, હું કહું છું કે આજ ને આજ જાઓ ને ગાડું ભરી ઘઉં નાખી આવો. વળી આપણે તો આ ભગરી ભેંશ દૂઝે છે, માટે આ ટીલડી ગાય પણ લેતા જજો. સમજ્યા?



# લે રે હૈયાભફ

કણબી તો વિચારમાં પડી ગયો ને માથું ખજવાળવા મંડ્યો ત્યાં તો માથામાંથી એક વાત જડી, ને સડપ કરતો તે ઊભો થયો ને રાંધણિયામાં ગયો. રસોડામાં જઈને કહે – એમાં શું? તું ભાતું કર. કાલ મળસકે જાઈશ. સાથે આપણો ગગો પણ આવશે.

પાસે ગગો ઊભો હતો તે તો રાજીના રેડ થઈ ગયો. એ તો કૂદવા માંડયો ને દોડવા માંડયો – હેઈ, કાલે આપાને ઘેર જવાનું! કાલે આપાને ઘેર જવાનું!

કણબીએ ભળકડે ગાડું જોડયું. કણબણે ઊઠીને ગાડામાં ઠાંસી ઠાંસીને ઘઉં ભર્યાં, મહીં પચાસ રૂપિયાની કોથળી પણ સંતાડી. એના મનમાં કે ઘઉં ભેળી કોથળી પણ બાપાને પહોંચશે. ઘઉં ભરીને ગાડે એક ગાય પણ બાંધી દીધી. ગાયને ગળે સારું મજાનું એક ફૂમકું બાંધ્યું ને ગાડાને અને કણબીને રવાના કર્યાં.

ગાડું ચાલ્યું જાય છે ત્યાં બે મારગ ફાટયા. એક કણબીના સસરાના ગામનો ને બીજો એની બહેનના ગામનો. કણબીએ હળવેક દઈ રાશ ખેંચી ને ગાડું બહેનના ગામને મારગે વાળ્યું.

ગાડામાંથી ગગો બોલ્યો – આતા! આ મારગ તો ફુઈના ગામનો. ઓલ્યો મામાના ગામનો મારગ.

કણબી કહે – બસ, હવે ડાહ્યો થા મા, ડાહ્યો! તને મારગની બહુ ખબર પડે તે! કાલ સવારનું છોકરું! ગગો મૂંગો થઈ બેસી રહ્યો ને ગાડું ચાલવા માંડયું.

સાંજ પડી. ગાડું બહેનને ગામ આવ્યું. ત્યાંયે દુકાળ પડેલો. નદી સુકાઈ ગયેલી. મોલ બળી ગયેલા. અન્નપાણીના સાંસા. બહેન તો ભાઈને જોઈને રાજીના રેડ થઈ ગઈ. એક તો ઘરે ભાઈ આવ્યો ને સાથે વળી ગાડું ભરીને ઘઉં લાવ્યો. ઉપરિયાણમાં એક દૂઝણી ગાય પણ લાવ્યો!

બહેને ઝટઝટ લાપશી કરી ને મગ કર્યાં. ભાઈભત્રીજાને ખૂબ ખૂબ હાથ ઠારીને જમાડયા ને કેટલીયે પરોણાચાકરી કરી. બાપદીકરો તો બહેનને ત્યાં સારી પેઠે બેચાર દિવસ રહ્યા ને પછી ગાડું જોડી ઘેર પાછા આવ્યા.

કણબી ઘેર આવ્યો એટલે કણબણ કહે – કાં ઘઉં આપી આવ્યા? કાં ગાય મારાં માબાપને કેવીક ગમી? કાં, બધાં સાજાંતાજાં છે ને?

કણબી કહે – મારે તો ખેતર જવુ છે. આ ગગલાને બધું પૂછ.

કણબણ કહે – હેં ગગા! મામા તો સારા છે ને?

ગગો કહે – બા! ત્યાં કાંઈ મામા નો'તા.

કણબણ કહે – મામા કદાચ ગામ ગયા હશે. મામી તો સારી હતી ને?

ગગો કહે – પણ બા! ત્યાં મામીબામી કોઈ નો'તું. ત્યાં તો ફુઈ હતાં, ભાણિયા હતા, ફુવા હતા ને ઈ બધાં હતાં.

કણબણ વાત પામી ગઈ. મનમાં કહે...હં... આ તો બહેનને ત્યાં બધું નાખી આવ્યા લાગે છે! કણબણે વિચાર કર્યો કે હવે કણબીની પૂરી ફજેતી કરવી.

પછી કણબણે તો માથે ઓઢીને કૂટવા માંડયું. કણબણ રોતી જાય ને કૂટતી જાય...

**ગોરી ગાયને ગળે ફૂમકું;**
**ગાડું ઘઉં ને મહીં બૂમકું;**
**લે રે હૈયાભફ;**
**લે રે હૈયાભફ!**

માણસો બધા ભેગા મળ્યા. બધા પૂછવા માંડયા – પટલાણી! શું છે તે રુઓ છો?

કણબણ કહે – ઈ તો ઘરેથી એની બહેનને ત્યાં ગોરી ગાય ને ગાડું ઘઉં દેવા ગયેલા, પણ

દુકાળમાં બહેન ને ભાણેજાં બધાં મરી ખૂટેલાં તે પાછા આવ્યા. એટલે એની આજે કાણ માંડી છે.

કણબીનું ઘર સારું એટલે ગામ આખું કૂટવા ને રોવા ભેગું થયું. કણબીને ખેતરે ખબર થઈ કે ઘરે તો કાણ માંડી છે એટલે એ પણ હાંફળો હાંફળો ઘેર આવ્યો. ત્યાં તો સૌ કૂટતાં હતાં...

ગોરી ગાયને ગળે ફૂમકું;
ગાડું ઘઉં ને મહીં બૂમકું;
લે રે હૈયાભફ;
લે રે હૈયાભફ!

કણબીની પાસે સૌ એની બહેનભાણેજનો ખરખરો કરવા લાગ્યા. કણબી વાત સમજી ગયો કે આ તો હાથનાં કર્યાં હૈયે વાગ્યાં!

પછી બીજે દિવસે કણબી ગાડું ભરીને ઘઉં ને બીજી ગાય લઈને એને સાસરે જઈને આપી આવ્યો ●



# સસાભાઈ સાંકળિયા

એક હતું શિયાળ અને એક હતો સસલો. બંને જણાને એક વાર ભાઇબંધી થઈ. બેઈ જણા એક વાર ગામ ચાલ્યા. રસ્તામાં બે મારગ આવ્યા. એક મારગ હતો ચામડાનો અને બીજો હતો લોઢાનો. શિયાળ કહે – હું ચામડાને રસ્તે ચાલું. પછી શિયાળ ચામડાને રસ્તે ચાલ્યું ને સસલો લોઢાને રસ્તે ચાલ્યો.

લોઢાને રસ્તે ચાલતાં એક બાવાની મઢી આવી. સસલાને તો ખૂબ ભૂખ લાગી હતી તેથી તે બાવાજીની મઢીમાં ગયો. મઢીમાં આમતેમ જોયું ત્યાં તો ભાઈને ગાંઠિયા ને પેંડા હાથ લાગ્યા. સસલાભાઈએ તો ખૂબ ખાધુ ને પછી લાંબા થઈને મઢીનાં બારણાં બંધ કરીને સૂતા. એટલામાં બાવો આવ્યો. ને મઢીનાં બારણાં બંધ જોઈ બાવાએ પૂછ્યું – મારી મઢીમાં કોણ છે? અંદરથી સસલાભાઈ તો ખૂબ રોફથી બોલ્યા –

**એ તો સસોભાઈ સાંકળિયા,**
**ડાબે પગે ડામ; ભાગ બાવા,**
**નીકર તારી તુંબડી તોડી નાખું!**

બાવો તો બીને નાઠો. ગામમાં જઈને એક પટેલને તેડી આવ્યો. પટેલ ઝૂંપડી પાસે જઈને બોલ્યો – બાવાજીની ઝૂંપડીમાં કોણ છે? અંદરથી રોફ કરી ફરી સસાભાઈ બોલ્યા –

**એ તો સસોભાઈ સાંકળિયા,**
**ડાબે પગે ડામ; ભાગ પટેલ,**
**નીકર તારી પટલાઈ તોડી નાખું!**

પટેલ પણ બીનો ને ભાગી ગયો. પછી પટેલ મુખીને તેડીને આવ્યો. મુખી કહે – કોણ છે ત્યાં બાવાજીની ઝૂંપડીમાં? સૂતાં સૂતાં સસલાભાઈએ રોફબંધ કહ્યું –

એ તો સસોભાઈ સાંકળિયા,
ડાબે પગે ડામ; ભાગ મુખી,
નીકર તારું મુખીપણું ભાંગું!

આ સાંભળીને મુખી પણ બીનો ને નાસી ગયો. પછી તો બાવાજી પણ ગયા. બધા ગયા પછી સસલાભાઈ મઢીમાંથી બહાર નીકળ્યા. શિયાળને મળ્યા ને બધી વાત કહી.

શિયાળને પણ ગાંઠિયાપેંડા ખાવાનું મન થઈ ગયું. તે કહે – ત્યારે હું પણ મઢીમાં જઈને ખાઈ આવીશ.

સસલો કહે – પણ જો બાવો આવશે તો મઢીમાંથી બોલીશ કેમ?

શિયાળ કહે – હું પણ ...

**એ તો શિયાળભાઈ સાંકળિયા,**
**ડાબે પગે ડામ; ભાગ બાવા,**
**નીકર તારી તુંબડી તોડી નાખું!**

એમ બોલીશ.

સસલો કહે – ઠીક, જાઓ ત્યારે; લ્યો, ગાંઠિયા-પેંડાનો સ્વાદ!

પછી શિયાળ તો અંદર ગયું. ત્યાં તો તરત જ બાવાજી આવ્યા અને બોલ્યા – મારી મઢીમાં કોણ છે?

શિયાળે હળવેકથી કહ્યું –

**એ તો શિયાળભાઈ સાંકળિયા,**
**ડાબે પગે ડામ; ભાગ બાવા,**
**નીકર તારી તુંબડી તોડી નાખું!**

બાવાજી તો સાદ પારખી ગયા એટલે કહે – ઓહો, આ તો શિયાળ છે! પછી બાવાજીએ બારણાં ખેડવ્યાં અને અંદર જઈ શિયાળને બહાર કાઢી ખૂબ ખૂબ માર માર્યો. શિયાળભાઈને ગાંઠિયાપેંડા ઠીક મળ્યા●



# હોરો ને હોરી

એક હતો હોરો ને એક હતી હોરી. હોરી એક દિવસ ભેંશ દોહવા બેઠી ત્યાં હોરીથી વાહરી જવાયું. હોરી તો ખૂબ શરમાઈ ગઈ. એને લાગ્યુ કે ભૂંડુ થયું..આ ભેંશ સાંભળી ગઈ છે તે કહેશે ગોવાળને ને ગોવાળ કહેશે આખા ગામને, તો મારો થશે ફજેતો!

ત્યારે કરવું શું? હોરી તો ભેંશના કાન આગળ જઈને તેને સમજાવવા લાગી. ભેંશને કહે – જો બહેન! મારાથી વાહરી જવાયું છે; પણ તું કોઈને કહીશ? ત્યાં તો ભેંશના કાન ઉપર માખી બેઠી એટલે ભેંશ તો ડોકું હલાવવા માંડી. હોરીએ જાણ્યું કે ભેંશ તો હા કહે છે. હવે શુ થશે? હવે તો જરૂર ભેંશ ગોવાળને કહેવાની અને ગોવાળ કહેશે આખા ગામને, ને મારો થશે ફજેતો!

હોરી તો ઘરમાં આવીને ઊંધું માથુ રાખી વિચાર કરવા લાગી. એટલામાં હોરાજી આવ્યા. તેણે પૂછ્યુ – હોરીજી! શું થયું છે?

હોરી કહે – અરે, બહુ ખોટું કામ થયુ છે. મારી તો જીભ ઊપડતી નથી.

હોરો કહે – પણ કહો તો ખરાં; એવું તે શું છે?

હોરી કહે – શું કહું? મને તો શરમ લાગે છે.

હોરો કહે – પણ એવું શુ છે?

હોરી કહે – આજ હું બેઠી હતી ભેંશ દોહવા. દોહતાં દોહતાં વાહરી, ને ઈ ભેંશ સાંભળી ગઈ. ભેંશને ઘણુંયે કહ્યું પણ એ તો કહે હુ તો બધાંને કહીશ જ. એટલે ભેંશ કહેશે ગોવાળને, ને ગોવાળ કહેશે આખાય ગામને. પછી આપણે શુ મોઢું દેખાડીશુ?

હોરો કહે – અરે, આ તો આબરૂની વાત રહી, એટલે આપણાથી મોઢું દેખાડાય જ નહિ. ચાલો, આજે રાત્રે આપણે ઉચાળા ભરીને બીજે ગામ જઈએ.

હોરો અને હોરી રાત પડી એટલે ગાડામાં સામાન ભરીને ચાલ્યાં, પણ દરવાજા બંધ હતા. દરવાને પૂછ્યું – અરે, એ કોણ છે?

હોરો કહે – અરે દરવાન સાહેબ! મને ઓળખતા નથી? એ તો હુ હોરો.

દરવાન કહે – પણ આટલી મોડી રાતે કેમ?

હોરો કહે – અરે ભાઈસા'બ! કાંઈ કહેવાની વાત નથી. અમારે માથે મોટું સંકટ આવી પડ્યું છે, તે ગામ છોડીને ચાલ્યાં જઈએ છીએ. દરવાન કહે – પણ કહો તો ખરા, એવડું મોટું શું સંકટ છે?

હોરો કહે – આ વાત એમ છે કે આજ હોરીજી ભેંશ દોહવા બેઠાં હતાં ત્યાં જરા વાહર્યાં ઈ ભેંશે સાંભળ્યું. હવે ભેંશ કહેશે ગોવાળને, ને ગોવાળ કહેશે આખા ગામને, ને અમારો થશે ફજેતો! હવે શું કરવું દરવાન સાહેબ?

દરવાન કહે – ઓહો! તે એટલા જ સારુ ગામ

છોડીને ભાગી જાઓ છો? તમારા જેવા સારા માણસ ગામ છોડીને ચાલ્યા જાય એ કેમ ચાલે! ચાલો, હું રાજાજીને કહું કે તમારી કોઈ વાત કરે નહિ.

દરવાને જઈને રાજાને કહ્યું. રાજાએ તો ઢોલ પિટાવ્યો – હોરાનાં વહુ હોરીજી ભેંશ દોહતાં દોહતાં વાહર્યાં છે, ને ઈ ભેંશે સાંભળ્યું છે. ભેંશ કહેશે ગોવાળને ને ગોવાળ કહેશે આખા ગામને. એટલે રાજાજીનો હુકમ છે કે ભેંશ અથવા ગોવાળે અથવા તો ગામના માણસોએ તેની જરાયે વાત કરવી નહિ●



# તડતડ તુંબડી તડંતડા

એક હતો છોકરો. એક વાર એ ગામ જવા નીકળ્યો. માએ ભાતામાં સાત ઢેબરાં કરી દીધાં હતાં. ઢેબરાં લઈને છોકરો તો ચાલ્યો. ચાલતાં ચાલતાં એક વાવ આવી. બપોર થયા હતા. છોકરો કહે...હવે તો ભૂખ બહુ લાગી છે. ચાલ ને ભાતું કાઢીને ખાઉં. આ વાવને પગથિયે ઠીક પડશે.

છોકરો તો વાવે બેઠો. ભાતું છોડ્યું. ભૂખ બહુ લાગી હતી. છોકરો બેઠો બેઠો મનમાં વિચાર કરવા લાગ્યો...આમાંથી કેટલાં ખાઉં? એક ખાઉં? બે ખાઉં? ત્રણ ખાઉં? ચાર ખાઉં? પાંચ ખાઉં? છ ખાઉં? સાતે ખાઉં?

વાવમાં સાત ભૂત રહેતાં હતાં. તેમણે આ સાંભળ્યું. એ કહે – એલા, આ વળી કોણ આવ્યો છે? આપણને સાતેને ખાઈ જવાનું કહે છે તે કો'ક મોટો જબરો હોવો જોઈએ! એક ભૂત કહે – ચાલો ને કાંઈક એને ભેટ આપીએ? રાજી થઈને ચાલ્યો જાય તો બહુ સારું. ભૂતની પાસે એક ચૂલો હતો. એવો ચૂલો કે એમાં જે ચિંતવીએ તે થાય. લાડવા ચિંતવો તો લાડવા થાય ને પેંડા-બરફી ચિંતવો તો પેંડા-બરફી થાય. તમે જે ચિંતવો તે થાય. ભૂત તો બીતો બીતો ઉપર આવ્યો ને કહે – અરે ભાઈ, અમને શા સારુ ખાઈ જવાનું બોલે છે? અમે કંઈ તારું થોડું બગાડ્યું છે? અમે તો અમારી મોજે આ કૂવામાં રહીએ છીએ. તારે જોઈતો હોય તો લે આ ચૂલો લઈ જા. આ ચૂલો એવો છે કે તું જે ચિંતવીશ તે એમાં થશે.

છોકરે તો ચૂલો લઈ લીધો. મનમાં કહે...અરે, આ તો કામ પાક્યું! આપણે તો ઢેબરાં ખાવાનું કરતા હતા ને ઢેબરાં ગણતા હતા ત્યાં તો ભૂત બી ગયા ને આ ચૂલો મળ્યો! છોકરો તો ઘર ભણી પાછો વળ્યો. રસ્તામાં બહેનને ગામ રાત રહ્યો. રાતમાં વિચાર થયો...ચાલ ને પાછો ફરી વાર જાઉં ને કંઈક બીજું લઈ આવું! જઈને ભૂતને પાછાં બિવરાવીશ. એણે તો બહેનને બધી વાત કરી. ચૂલો એની પાસે રાખ્યો, ને બહેને સાત ઢેબરાં કરી આપ્યાં તે લઈને પાછો પોતે પેલી વાવ તરફ ચાલ્યો.

બપોર થયા એટલે પાછો એની એ વાવ પાસે આવ્યો. પગથિયે બેસીને ઢેબરાં કાઢયાં અને બોલ્યો – એક ખાઉં? બે ખાઉં? ત્રણ ખાઉં? ચાર ખાઉં? પાંચ ખાઉં? છ ખાઉં? સાતે ખાઉં? ભૂતોને તો એવી બીક લાગી કે બસ! વળી એક ભૂત ઉપર આવ્યો ને એક મરઘી લાવ્યો



ને કહે – લે ભાઈ! આ મરઘી એવી છે કે જ્યારે કહીશ ત્યારે સોનાનાં ઈંડાં મૂકશે.

છોકરો મરઘી લઈને બહેનને ઘેર આવ્યો ને ત્યાં બે દિવસ રહી પાછો ઢેબરાં કરી વાવે આવ્યો ને પહેલાંની જેમ જ બોલ્યો.

ત્યાં તો વળી પાછો એક ભૂત ઉપર આવ્યો ને કહે – લે ભાઈ! આ એક તુંબડી લે. તુંબડી એવી છે કે 'તડતડ તુંબડી તડંતડા' એમ બોલીશ એટલે જેને કહીશ એને તડતડ લાગશે. તું પાછી બોલાવીશ નહિ ત્યાં સુધી માથામાં લાગ્યા જ કરશે.

છોકરો તો પાછો બહેનને ઘેર આવ્યો. પણ બહેનની દાનત બગડેલી. પેલો ચૂલો અને મરઘી બહેને રાખ્યાં, અને એને બદલે એણે બીજો ચૂલો ને મરઘી મૂકયાં.

ભાઈએ તો ચૂલો અને મરઘી માંગ્યાં એટલે બહેને બીજાં રાખ્યાં હતાં તે આપ્યાં. ભાઈએ વિચાર કર્યો કે લાવ, જોઉં તો ખરો કે ચૂલો ને મરઘી એનાં એ છે કે નહિ?

ભાઈએ તે ચૂલાને કહ્યુ – શીરોપૂરી આપ. પણ ચૂલે તો કાંઈ આપ્યું નહિ. તે પછી મરઘીને કહે – સોનાનાં ઈંડાં મૂક! મરઘીએ પણ કાંઈ દીધુ નહિ.

છોકરો કહે... હં... આમાં બે'નનાં કામ છે! હરકત નહિ; બે'નને પણ ખબર પડશે. પછી બહેન દેખે એમ છોકરે તુંબડીને કહ્યું – તડતડ તુંબડી તડંતડા. ત્યાં તો તુંબડી ઊછળવા માંડી.

છોકરે તુંબડીના કાનમાં કાંઇક એવુ કહ્યુ કે તુંબડી શાંત થઈ ગઈ. બહેન કહે... આ તુંબડીમાંય કાંઈક લાગે છે ખરું! ચાલ ને, એયે લઈ લઉં. બહેને બીજી તુંબડી આણી ને એને બદલે મૂકી દીધી.

પછી ઘરમાં જઈને બોલી – તડતડ તુંબડી તડંતડા. ત્યાં તો તુંબડી ઊછળવા લાગી ને બહેનના માથામાં તડતડ લાગવા માંડી. બહેન તો ઘરમાંથી ઓશરીમાં ને ઓશરીમાંથી ઘરમાં. આમથી આમ ભાગે, પણ તુંબડી તો વાંસેની વાંસે!

તુંબડી કેમે કરીને છોડે જ નહિ તો! બહેન તો કાયર કાયર થઈ ગઈ. માથામાંથી લોહી જાય ભાગ્યું. બહેન તો ભાઈ પાસે આવીને કહે – લે બાપુ! આ તારી તુંબડીને પાછી બોલાવ. એણે તો મારું તુંબડુ તોડી નાખ્યું! ભાઈ કહે – હજી ઓલી મરઘી અને ચૂલો રાખી મૂકયાં છે એ તો કાઢ!

બહેન તો ભોંઠી પડી ગઈ ને બધુ પાછુ આપી દીધું.

પછી છોકરો મા પાસે ગયો. છોકરો તો ચૂલા પાસેથી ભાત ભાતની રસોઈ ખાય. એણે તો સોનાનાં ઈંડાંઓ વેચીને મોટા મોટા મહેલો કર્યા ને એક મોટા રાજા જેવો થઈ પડયો. કોઈ એની સાથે લડી પણ ન શકે. જો લડે તો તુંબડી 'તડંતડા, તડંતડા' થાય!

એક દિવસ છોકરાએ રાજાને કહ્યું – રાજાજી! તમારી કુંવરીને મારી સાથે પરણાવો.

રાજાએ તો સિપાઇઓ મોકલ્યા ને કહે – એને પકડીને બાંધી લાવો.

પણ ત્યાં તો તુંબડી તૈયાર જ હતી. તડંતડા, તડંતડા! સિપાઈના તુંબલા જ તોડી નાખ્યા. સિપાઈ તો પાછા ગયા. પ્રધાન ગયો તો એનાયે એ જ હાલ! પછી રાજાએ એને પોતાની કુંવરી પરણાવી, ને ખાધુ પીધુ ને રાજ કર્યું●



# કાંટાની અણી

એક કાંટાની અણી;
તે પર વસે ત્રણ ગામ; બે ઉજ્જડ ને એક
વસેલ જ નહિ, વસેલ જ નહિ.
એમાં વસ્યા ત્રણ કુંભાર; બે અણઘડ ને એક
ઘડે જ નહિ, ઘડે જ નહિ.
તેણે ઘડી ત્રણ તોલડી; બે કાચી ને એક સાજી
જ નહિ, સાજી જ નહિ.
એમાં રાંધ્યા ત્રણ મગ; બે કાચા અને એક
ચડે જ નહિ, ચડે જ નહિ.
ત્યાં આવ્યા ત્રણ મહેમાન; બે રસિયા ને એક
જમે જ નહિ, જમે જ નહિ.
એને દીધા ત્રણ રૂપિયા; બે ખોટા ને એક
સાચો જ નહિ, સાચો જ નહિ.
ત્યાં આવ્યા ત્રણ પારેખ; બે આંધળા ને એક
દેખે જ નહિ, દેખે જ નહિ.

એક બ્રાહ્મણ હતો. એના પાડોશમાં એક હજામ રહે. હજામને એવી ટેવ કે બ્રાહ્મણ જે કરે તે કરવું. બ્રાહ્મણ નહાય, ધુએ, પાઠપૂજા ને સંધ્યામાળા કરે તો હજામ પણ એવું કરે; બ્રાહ્મણ ટીલાંટપકાં કરે તો હજામભાઈ પણ કરે. આમ તે બ્રાહ્મણનો વાદ કરી બ્રાહ્મણને ચીડવે. બ્રાહ્મણે વિચાર કર્યો કે આ વાદીલા હજામને કોઈ વાર પાંસરો કરવો જોઈએ. એમ કરતાં કરતાં દિવાળી આવી. એ વખતે પણ બ્રાહ્મણ જેમ કરવા લાગ્યો તેમ હજામ પણ કરવા લાગ્યો. બ્રાહ્મણ કહે... હવે ઘાટ ઘડીએ.

બ્રાહ્મણે તો પોતાની સ્ત્રીને ખાનગીમાં બોલાવીને કહ્યું — જો, આ હજામ રોજ મારા ચાળા પાડે છે અને મને ચીડવે છે; માટે એને સીધો કરવા મેં એક યુક્તિ કરી છે. હુ તને આજે સાંજે કહીશ... આજે આપણે બધાંએ રાત્રે બાર વાગ્યે નાક કાપી નાખવાં છે અને આવતી કાલે નવા નાકે દિવાળી કરવી છે. તારે કહેવું... ઓહો! નવા નાકે દિવાળી તો આપણે દર વરસે કરીએ છીએ અને આ વરસે પણ બહુ મજા પડશે.

રાત્રે વાળુ કર્યા પછી સૂતાં સૂતાં બ્રાહ્મણે બ્રાહ્મણીને કહ્યું – અલી, સાંભળે છે કે? કાલે છે દિવાળી એટલે આપણે બધાંએ નવાં નાકે દિવાળી કરવાની છે. આજે રાતે બાર વાગ્યે તમારાં બધાંનાં નાક કાપી નાખશું અને સવારે રૂપાળાં નવાં નાક આવશે. માટે સૌ તૈયાર થઈ રહેજો. સમજ્યાં કે?

બ્રાહ્મણી કહે – બહુ સારું; અમે તો તૈયાર જ છીએ. નવાં નાકે દિવાળી કરવાની બહુ મજા આવશે. બ્રાહ્મણ આ વાત તેની સ્ત્રીને ખાનગીમાં



કહેવાનો ડોળ કરતો હતો, પણ જાણીજોઈને એટલું બધું મોટેથી બોલતો હતો કે હજામ સાંભળે.

હજામભાઈ પૂરેપૂરા વાદીલા એટલે એ મનમાં કહે ... ફિકર નહિ; આપણે સાંભળી ગયા છીએ.



# વાદીલો હજામ

બ્રાહ્મણભાઈ નવા નાકે દિવાળી કરશે તો આપણે પણ કરવાના. બ્રાહ્મણને તો કોઈકનો અસ્રોય માગી લાવવો પડશે. પણ મારી પાસે તો આ રહ્યો, ખાસો મજાનો ! કાલે જ સજાવીને આણ્યો છે. વળી બ્રાહ્મણ કરતાં મને નાક કાપતાં પણ બહુ સારી રીતે આવડશે, એટલે બ્રાહ્મણને ત્યાં સૌને નવાં નાક આવશે એના કરતાં મારે ત્યાં વધારે સારાં નાક આવશે.

સૌ સૂઈ ગયાં. મધરાત થઈ ત્યાં તો બ્રાહ્મણ જાગ્યો અને ખાટલામાં સૂતો સૂતો બ્રાહ્મણીને કહે – એલી આમ આવ્ય, આમ ! મારે તારું નાક કાપવું છે.

બ્રાહ્મણી પણ ખાટલામાં સૂતી સૂતી જ બોલી – લ્યો આ આવી : કાપો હવે નાક.

તરત જ બ્રાહ્મણી જાણે કે નાક કપાયું હોય તેમ ઓય વોય ! ઓય વોય ! કરી બૂમો પાડવા લાગી.

બ્રાહ્મણ સૂતો સૂતો જ કહે – લે, હવે રો મા, રો મા; પાટો બાંધું. સવારે બીજું સારું નાક આવશે. બ્રાહ્મણી તો ઉં ઉં કરતી સૂઈ ગઈ.

પછી બ્રાહ્મણે ઉપર પ્રમાણે પોતાનાં છોકરાંનાં નાક કાપવાનો ઢોંગ કર્યો. સૌ ઉં ઉં કરતાં થોડી વારે શાંત પડી સૂઈ ગયાં.

હવે પેલો હજામ નાક કાપવા તૈયાર થયો. તેણે મનમાં વિચાર્યું ... બ્રાહ્મણે તો સૌનાં કાપ્યાં







એટલે હવે આપણે પણ કાપવાં જ જોઈએ. હજામે કોથળીમાંથી નવો સજેલો પાણીદાર અસ્ત્રો કાઢયો અને હળવે હળવે તેની સ્ત્રીના ખાટલા પાસે જઈ સ્ત્રીનું નાક હફ્ દઈને કાપી નાખ્યું. તેની સ્ત્રી તો ચીસેચીસ પાડતી પથારીમાંથી ઊઠી પણ હજામે હાથ પકડીને કહ્યું– સૂઈ જા, સૂઈ જા; લે પાટો બાંધું. સવારે બીજું સારું નાક આવશે. બ્રાહ્મણે હમણાં જ સૌનાં નાક કાપ્યાં. એ નવે નાકે દિવાળી કરે, તો આપણેય કરવી જોઈએ ના?

હજામડીના નાકમાંથી લોહી જાય ભાગ્યું! પણ કરે શું? પછી હજામે હોશિયારીથી પોતાનું નાક પણ ઉડાવી દીધું. હજામને પણ ખૂબ પીડા તો થઈ પણ નવે નાકે દિવાળી કરવાની હોંશમાં ને હોંશમાં એ પણ નાકે પાટો બાંધીને સૂતો.

સવાર પડી એટલે બ્રાહ્મણે બ્રાહ્મણીને તાણીને પૂછયું – કેમ સૌનાં નવાં નાક કેવાં આવ્યાં છે?

બધાં કહે – બહુ સારાં; બહુ સારાં!

બ્રાહ્મણ કહે – કોઈને કશી પીડા તો નથી થઈ ના?

સૌ કહે – ના રે! પીડા શાની? અમે તો નિરાતે ઊંઘી ગયાં હતાં.

સવાર પડી. સૂર્ય ઊગ્યો; તડકા થયા. પણ હજામ-હજામડીને નાક આવ્યાં નહિ. હજામ તો વિચારમાં પડયો; પણ પાછું મન સાથે સમાધાન કર્યું...આપણે તો નાક મોડાં કાપ્યાં છે, એટલે કદાચ મોડાં આવશે, ને બ્રાહ્મણ કરતાં સારાં આવવાનાં એટલે જરા વાર તો લાગે જ ના!

નવ વાગ્યા, પણ હજામ-હજામડીને નાક આવ્યાં નહિ. ત્યાં તો રાજાનું માણસ હજામને તેડવા આવ્યું – માધા, એ માધા. અલ્યા, હજી કેમ નથી આવ્યો? બાપુ રાહ જોઈ બેઠા છે.

માધો હજામ ગૂંગણો ગૂંગણો બોલ્યો – બાપુને કહો કે તમારા માધાએ નવા નાકે દિવાળી કરવા એનું નાક કાપ્યું છે, અને નવા નાકની રાહ જોઈને સૂતો છે. નવું નાક આવશે ત્યારે બાપુ પાસે આવશે.

હજામભાઈને નાક આવ્યું નહિ, અને ત્યારથી હજામભાઈ બ્રાહ્મણના ચાળા પાડવા ભૂલી ગયા●



# ડોશી અને વાંદરી

એક હતી ડોશી. એનું નામ રામબા. એને એક દીકરો હતો. ફળીમાં એક પીપરનું ઝાડ હતું. ઝાડ ઉપર એક વાંદરી રહે. ડોશી ને દીકરો ખાય, પીએ ને મજા કરે.

એમ કરતાં પૈસા ખૂટ્યા. દીકરો કહે – માડી! હું પરદેશ કમાવા જાઉં?

ડોશી કહે – બાપુ! તું જાય તો હું દુ:ખી દુ:ખી થાઉં. આ વાંદરી મને સુખે રોટલો ખાવા ન દે.

દીકરો કહે – એમાં ભૂંડી વાંદરી શું કરતી'તી? એક લાકડી રાખીએ ના, તે પાસે આવે તો મારીએ. માડી, એક વરસમાં તો હું પાછો આવીશ.

એમ કહીને દીકરો પરદેશ ગયો.

ડોશી ઘરડાં. એકેય દાંત નહિ; કશું ચવાય નહિ. ડોશી તો રોજ ખીર કરે, ને જ્યાં થાળીમાં ઠારે ત્યાં વાંદરી ઠણુંગ ઠેકડો મારીને ઘરમાં આવે. ડોશીને મોઢે એક લપાટ મારે ને બધી ખીર ખાઈ જાય!



ડોશી રોજ ખીર ઠારે. વાંદરી રોજ ખીર ખાઈ જાય. રામબા બિચારી રોજ ભૂખી રહે. એ તો દિવસે દિવસે ગળતી જાય, આંખો ઊંડી ઊંડી પેસી ગઈ; મોઢું તો સાવ લેવાઈ ગયું. સાવ સૂકલકડી બની ગઈ!

એમ કરતાં એક વરસ પૂરું થયું ને દીકરો ઘેર આવ્યો.

દીકરો કહે – **અરે માડી! તમે સાવ સુકાઈ** કેમ ગયાં? તમને શું થયું છે?



રામડોશી કહે – બાપુ! થયું તો કાંઈ નથી, પણ આ વાંદરી સુખે રોટલો ખાવા દેતી નથી. હુ રોજ ખીર ઠારું છું ને રોજ વાંદરી ખાઈ જાય છે!

દીકરો કહે – ઠીક, ત્યારે. કાલે એની વાત છે.

દીકરાએ સવારે ઊઠીને આખા ઘરમાં ગારો કરી મૂકયો. એક રસોડામાં જ ડોશી બેસે એટલી જગ્યા સારી રાખી.

રામબાએ રાંધ્યું. કૂણી કૂણી રોટલી ઘીએ ચોપડીને થાળીમાં મૂકી અને બીજી થાળીમાં ખીર ઠારી. દીકરો કહે –

**આવ રે, વાંદરી! ખીર ખાવા.**

વાંદરી તૈયાર જ હતી. કૂદકો મારતી ને અંદર આવી.

વાંદરી હાથપગ ઊંચા લેતી જાય, નાક ચડાવતી જાય અને પૂછતી જાય – હુ કયાં બેસું? હુ કયાં બેસું?

છોકરાએ તો એક લાલચોળ છીપર આપીને કહ્યું – આવો, આવો, આ સોનાના પાટલા ઉપર બેસો. વાંદરીબાઈ!

વાંદરી ચટ દઈ ને બેઠી. ચપ દઈ ને ચપાઈ ગઈ ને વોય વોય કરતી ભાગી!

રામબા કહે –

**આવ રે, વાંદરી! ખીર ખાવા.**

વાંદરી કહે –

**હું કેમ આવું રે, રામ!**
**તારે દીકરે દીધો ડામ!**

એમ કહેતી કહેતી વાંદરી ભાગી ગઈ. તે ફરી આવી જ નહિ!

પછી ડોશી નિરાંતે ખાઈપીને તાજી થઈ ●

# દલો તરવાડી



એક હતો તરવાડી. એનું નામ હતું દલો. દલા તરવાડીની વહુને રીંગણાં બહુ ભાવે. એક દિવસ દલા તરવાડીની વહુએ દલા તરવાડીને કહ્યું—તરવાડી રે તરવાડી!
તરવાડી કહે—શું કહો છો ભટ્ટાણી?
ભટ્ટાણી કહે—રીંગણાં ખાવાનું મન થયું છે. રીંગણાં લાવો ને, રીંગણાં?
તરવાડી કહે—ઠીક.

તરવાડી તો પછી હાથમાં ખોખરી લાકડી લઈ ઠચૂક ઠચૂક ચાલ્યા. નદીકાંઠે એક વાડી હતી ત્યાં ગયા; પણ વાડીએ કોઈ ન હતું. તરવાડીએ વિચાર કર્યો કે હવે કરવું શું? વાડીનો ધણી અહીં નથી અને રીંગણાં કોની પાસેથી લેવાં? છેવટે તરવાડી કહે—વાડીનો ધણી નથી તો વાડી તો છે ને! ચાલો, વાડીને જ પૂછીએ.
દલો કહે—વાડી રે બાઈ, વાડી!
વાડી ન બોલી એટલે પોતે જ કહ્યું—શું કહો છો, દલા તરવાડી?
દલો કહે—રીંગણાં લઉં બે-ચાર?

ફરી વાડી ન બોલી. એટલે વાડીને બદલે દલો કહે—લે ને દસ-બાર! દલા તરવાડીએ રીંગણાં લીધાં અને ઘેર જઈ તરવાડી તથા ભટ્ટાણીએ ઓળો કરીને ખાધો.

ભટ્ટાણીને રીંગણાંનો સ્વાદ લાગ્યો, એટલે તરવાડી રોજ વાડીએ આવે ને ચોરી કરે. વાડીમાં રીંગણાં ઓછાં થવા લાગ્યાં. વાડીના ધણીએ વિચાર કર્યો કે જરૂર કોઈ ચોર હોવો જોઈએ; તેને પકડવો જોઈએ.

એક દિવસ સાંજે વાડીનો માલિક ઝાડ પાછળ સંતાઈને ઊભો. થોડી વારમાં દલા તરવાડી આવ્યા અને બોલ્યા—વાડી રે બાઈ, વાડી!
વાડીને બદલે દલો કહે—શું કહો છો, દલા તરવાડી?
દલો કહે—રીંગણાં લઉં બે-ચાર?
અને વાડીને બદલે વળી દલો કહે—લે ને દસ-બાર!

દલા તરવાડીએ તો ફાંટ બાંધીને રીંગણાં લીધાં. અને જ્યાં ચાલવા જાય છે ત્યાં તો વાડીનો ધણી ઝાડ પાછળથી નીકળ્યો ને કહે—ઊભા રહો, ડોસા! રીંગણાં કોને પૂછીને લીધાં?
દલો કહે—કોને પૂછીને કેમ? આ વાડીને પૂછીને લીધાં.
માલિક કહે—પણ વાડી કાંઈ બોલે?
દલો કહે—વાડી નથી બોલતી પણ હું બોલ્યો



છું ના?

માલિક ઘણો ગુસ્સે થયો અને દલા તરવાડીને બાવડે ઝાલી એક કૂવા પાસે લઈ ગયો. દલા તરવાડીને કેડે એક દોરડું બાંધી તેને કૂવામાં ઉતાર્યો. પછી માલિક જેનું નામ વશરામ ભૂવો હતું તે બોલ્યો–કૂવા રે ભાઈ, કૂવા!

કૂવાને બદલે વશરામ કહે–શું કહો છો વશરામ ભૂવા?

વશરામ કહે–ડબકાં ખવરાવું બે-ચાર?

કૂવાને બદલે વળી વશરામ બોલ્યો–ખવરાવ ને, ભાઈ! દસ-બાર.

દલા તરવાડીના નાકમાં અને મોંમાં પાણી પેસી ગયું, તેથી દલો તરવાડી બહુ કરગરીને કહેવા લાગ્યો–ભાઈસા'બ! છોડી દે. હવે કોઈ દિવસ ચોરી નહિ કરું. આજ એક વાર જીવતો જવા દે; તારી ગાય છું!

પછી તરવાડીને બહાર કાઢ્યા અને જવા દીધા. તરવાડી ફરી વાર ચોરી કરવી ભૂલી ગયા ને ભટ્ટાણીનો રીંગણાંનો સ્વાદ સુકાઈ ગયો●

# પોપટ ને કાગડો

એક હતો પોપટ. પોપટ બહુ જ ભલો ને ડાહ્યો હતો. એક દિવસ પોપટને એની મા કહે – ભાઈ કમાવા જા ને?

પોપટ તો 'ઠીક' કહીને કમાવા ચાલ્યો. ચાલતાં ચાલતાં ખૂબ દૂર ગયો ત્યાં એક મોટું સરોવર આવ્યું. સરોવરની પાળે એક મજાનો આંબો હતો. તેના ઉપર પોપટ બેઠો.

આંબે કાચી અને પાકી ઘણી બધી કેરીઓ આવેલી. પોપટ કેરીઓ ખાય, આંબાડાળે હીંચકે ને ટૌકા કરે. ત્યાં ત્યાંથી એક ગાયોનો ગોવાળ નીકળ્યો. પોપટ ગાયોના ગોવાળને કહે –

એ ભાઈ ગાયોના ગોવાળ,
ભાઈ ગાયોના ગોવાળ!
મારી માને એટલું કહેજે,
પોપટ ભૂખ્યો નથી,
પોપટ તરસ્યો નથી,
પોપટ આંબાની ડાળ,
પોપટ સરોવરની પાળ,
પોપટ કાચી કેરી ખાય,
પોપટ પાકી કેરી ખાય,
પોપટ ટૌકા કરે.

ગોવાળ કહે – બાપુ! આ ગાયો રેઢી મૂકીને હું તે તારી બાને કહેવા ક્યાં જાઉં? તારે જોઈતી હોય તો આમાંથી એક સારી મજાની ગાય લઈ લે. પોપટે તો એક ગાય લીધી ને આંબાના થડે બાંધી દીધી.

થોડીક વાર થઈ ત્યાં તો ત્યાંથી ભેંશોનો ગોવાળ નીકળ્યો. પોપટ ભેંશોના ગોવાળને કહે –

એ ભાઈ ભેંશોના ગોવાળ,
ભાઈ ભેંશોના ગોવાળ!
મારી માને એટલું કહેજે,
પોપટ ભૂખ્યો નથી,
પોપટ તરસ્યો નથી,
પોપટ આંબાની ડાળ,
પોપટ સરોવરની પાળ,
પોપટ કાચી કેરી ખાય,
પોપટ પાકી કેરી ખાય,
પોપટ ટૌકા કરે.

ભેંશોનો ગોવાળ કહે – બાપુ! મારાથી તો કહેવા નહિ જવાય. તારે જોઈએ તો આમાંથી એક પાડિયાળી ભેંશ લઈ લે. પોપટે તો એક સારી મજાની ભેંશ લીધી ને આંબાને થડે બાંધી.

થોડીક વાર થઈ ત્યાં બકરાંનો ગોવાળ નીકળ્યો. પોપટ બકરાંના ગોવાળને કહે –

એ ભાઈ બકરાંના ગોવાળ,
ભાઈ બકરાંના ગોવાળ!
મારી માને એટલું કહેજે,
પોપટ ભૂખ્યો નથી,
પોપટ તરસ્યો નથી,
પોપટ આંબાની ડાળ,
પોપટ સરોવરની પાળ,
પોપટ કાચી કેરી ખાય,
પોપટ પાકી કેરી ખાય,
પોપટ ટૌકા કરે.

બકરાંનો ગોવાળ કહે – અરે બાપુ! આ બકરાં

રેઢાં મૂકીને મારાથી તારી માને કહેવા નહિ જવાય. તારે જોઈએ તો બેચાર બકરાં લઈ લે. પોપટે બેચાર રૂપાળાં બકરાં લઈ લીધાં ને આંબાને થડે બાંધી દીધાં.

વળી ત્યાંથી ઘેટાંનો ગોવાળ નીકળ્યો. પોપટ ઘેટાંના ગોવાળને કહે –

એ ભાઈ ઘેટાંના ગોવાળ,
ભાઈ ઘેટાંના ગોવાળ!
મારી માને એટલું કહેજે,
પોપટ ભૂખ્યો નથી,
પોપટ તરસ્યો નથી,
પોપટ આંબાની ડાળ,
પોપટ સરોવરની પાળ,
પોપટ કાચી કેરી ખાય,
પોપટ પાકી કેરી ખાય,
પોપટ ટૌકા કરે.

ઘેટાંનો ગોવાળ કહે – અરે બાપુ! આ ઘેટાં રેઢાં મૂકીને મારાથી તારી માને કહેવા કેમ જવાય? જોઈએ તો ચારપાંચ ઘેટાં લઈ લે. પોપટે તો ચારપાંચ ઘેટાં લઈને આંબાને થડે બાંધ્યાં.

પછી ત્યાંથી ઘોડાનો ગોવાળ, હાથીનો ગોવાળ ને સાંઢિયાનો ગોવાળ નીકળ્યા. ઘોડાના ગોવાળે પોપટને એક ઘોડો આપ્યો. હાથીના ગોવાળે પોપટને એક હાથી આપ્યો, ને સાંઢિયાના ગોવાળે પોપટને એક સાંઢિયો આપ્યો.

પછી પોપટ તો ગાય, ભેંશ, બકરાં, ઘેટાં, ઘોડો, હાથી ને સાંઢિયો, બધાંયને લઈને એક મોટા શહેરમાં આવ્યો. બધાંયને વેચી નાખ્યાં એટલે એને તો ઘણા બધા રૂપિયા મળ્યા. થોડાક રૂપિયાનું એણે સોનુંરૂપુ લીધું ને તેનાં ઘરેણાં ઘડાવ્યાં.

પછી એણે ઘરેણાં નાકમાં, કાનમાં ને ચાંચમાં પહેર્યાં; બીજા રૂપિયાને પાંખમાં ને ચાંચમાં ભર્યા. પછી પોપટભાઈ ઘર ભણી ચાલ્યા. આવતાં આવતાં મોડી રાત થઈ ગઈ. ઘરનાં બધાં ઊંઘી ગયાં હતાં. પોપટે તો સાંકળ ખખડાવી માને સાદ કરીને કહ્યું –

મા, મા!
બારણાં ઉઘાડો,
બારણાં ઉઘાડો.
પાથરણાં પથરાવો,
ઢોલીડા ઢળાવો,
શરણાઈઓ વગડાવો,
પોપટભાઈ પાંખ ખંખેરે.

માને થયું કે પોપટ અત્યારે ક્યાંથી હોય? એ તો કોઈ ચોરબોર હશે ને ખોટું ખોટું બોલતો હશે. એણે તો બારણું ઉઘાડ્યું નહિ. પછી પોપટ તો કાકીને ઘેર ગયો. કાકીને ઘેર જઈને કહે –

કાકી, કાકી!
બારણાં ઉઘાડો,
બારણાં ઉઘાડો.
પાથરણાં પથરાવો,
ઢોલીડા ઢળાવો,
શરણાઈઓ વગડાવો,
પોપટભાઈ પાંખ ખંખેરે.

કાકીએ સૂતાં સૂતાં સંભળાવી દીધું – અત્યારે તો કોઈ ઉઘાડતું નથી. આવવું હોય તો સવારે આવજે. પછી પોપટ તો પોતાની બહેનને ત્યાં ગયો. જઈને કહે –

બહેન, બહેન!
બારણાં ઉઘાડો,
બારણાં ઉઘાડો.

પાથરણાં પથરાવો,
ઢોલીડા ઢળાવો,
શરણાઈઓ વગડાવો,
પોપટભાઈ પાંખ ખંખેરે.

બહેન કહે – અત્યારે કાળી રાતે તે મારો ભાઈ ક્યાંથી હોય? ભાગી જા! તું તો કોઈ ચોર લાગે છે. પછી પોપટ તો ફઈને ત્યાં ગયો; પણ ફોઈબાએ પણ બારણાં ઉઘાડ્યાં નહિ. ઘણાં સગાંવહાલાંને ત્યાં ગયો, પણ કોઈએ બારણાં ન ઉઘાડ્યાં. છેવટે પોપટ મોટીમાને ત્યાં ગયો. જઈને માને કહે –

મોટીમા, મોટીમા!
બારણાં ઉઘાડો;
બારણાં ઉઘાડો.
પાથરણાં પથરાવો,
ઢોલીડા ઢળાવો,
શરણાઈઓ વગડાવો.
પોપટભાઈ પાંખ ખંખેરે.

મોટીમાએ તો પોપટનો સાદ ઓળખ્યો. તે કહે – ઊભો રહે; મારા દીકરા! આ આવી; લે, બારણાં ઉઘાડું છું, બાપુ! પછી બારણાં ઉઘાડ્યાં એટલે પોપટભાઈ અંદર આવ્યા ને મોટીમાને પગે લાગ્યા. મોટીમાએ એનાં દુખણાં લીધાં.

પછી માજીએ પોપટને માટે પાથરણાં પથરાવ્યાં, ઢોલીડા ઢળાવ્યા ને ઉપર રૂપાળાં સુંવાળાં સુંવાળાં ગાદલાં પથરાવ્યાં. પછી મોટીમા કહે – દીકરા! જરા અહીં બેસજે, હોં. હમણાં શરણાઈવાળાને બોલાવી લાવું છું. માજી શરણાઈવાળાને બોલાવી લાવ્યાં ને પૂંઊંઊંઊં કરતી શરણાઈઓ વાગવા માંડી.

પોપટભાઈ તો ખુશી ખુશી થઈ ગયા ને પાંખમાંથી ને ચાંચમાંથી રૂપિયા ખંખેરવા માંડ્યા. રૂપિયા તો ખનનન ખનનન ખરવા માંડ્યા ને મોટા ઢગલા થયા. થોડીક વાર થઈ ત્યાં આખું ઘર રૂપિયા રૂપિયા થઈ ગયું!

સવાર પડી એટલે સૌને ખબર પડી કે પોપટ-ભાઈ રળીને આવ્યા છે ને ઘર ભરીને રૂપિયા લાવ્યા છે. પાડોશમાં એક કાગડી રહેતી હતી. તેને ખબર પડી કે પોપટ બહુ બહુ રળીને આવ્યો છે. તે પોતાના દીકરા કાગડાને કહે – તું પણ કમાવા જા ને?

એટલે કાગડો કમાવા ચાલ્યો. પણ કાગડાભાઈ તે કાગડાભાઈ! એને તો ઉકરડા અને ગંદકી ગમે. એ તો ઉકરડે ગયો ને પાંખમાં, ચાંચમાં ને કાનમાં ખૂબ ગંદકી ભરી. પછી રાત પડી એટલે કાગડો ઘેર આવ્યો ને પોપટની જેમ બારણું ખખડાવી બોલ્યો –

મા, મા!
બારણાં ઉઘાડો,
બારણાં ઉઘાડો.
પાથરણાં પથરાવો,
ઢોલીડા ઢળાવો,
શરણાઈઓ વગડાવો,
કાગડાભાઈ પાંખ ખંખેરે.

મા તો બિચારી ઝટઝટ ઊઠી. એણે તો બારણાં ઉઘાડ્યાં; પાથરણાં પથરાવ્યાં, ઢોલીડા ઢળાવ્યા ને શરણાઈઓ વગડાવી. શરણાઈઓ વાગી એટલે કાગડાભાઈએ પાંખ ખંખેરી ને ત્યાં તો આખું ઘર ગંદકી ગંદકી થઈ રહ્યું! દુર્ગંધ-નો પાર નહિ! કાગડાની મા એવી તો ખિજાઈ ગઈ કે કાગડાને ઘરમાંથી કાઢી મૂક્યો. પોપટભાઈએ ખાધું, પીધું ને મોજ કરી●



# એક ચકલી

એક હતી ચકલી. તે એક વાર રાજાના મહેલમાં ગઈ. ત્યાંથી તેને એક ઢીંગલો જડ્યો. રાજાનો ઢીંગલો લઈ તે બોલવા લાગી –

**રાજાના મહેલમાંથી મને ઢીંગલો જડ્યો;**
**રાજાના મહેલમાંથી મને ઢીંગલો જડ્યો.**

રાજા આથી ગુસ્સે થઈ કહે – આંચકી લો એની પાસેથી ઢીંગલો.

ઢીંગલો આંચકી લીધો એટલે ચકલી કહે –

**રાજાને ભૂખ પડી, મારો ઢીંગલો આંચકી લીધો;**
**રાજાને ભૂખ પડી, મારો ઢીંગલો આંચકી લીધો.**

રાજા કહે – અરે, આ તો આપણે લોભી ઠર્યા! એટલે કહે – આપી દો ચકલીને ઢીંગલો પાછો.

ઢીંગલો પાછો આપી દીધો એટલે વળી ચકલી કહે –

**રાજા મારાથી બીનો,**
**મને ઢીંગલો આપી દીધો;**
**રાજા મારાથી બીનો,**
**મને ઢીંગલો આપી દીધો.**

રાજા ખિજાયો એટલે તેણે ચકલીને મારી નાખી અને તેના કટકેકટકા કરી નાખ્યા. પછી રાજા કહે – નાખો એના કટકા પર હળદર, મીઠું ને મરચું એટલે હું એને ખાઈ જાઉં! વળી ચકલી બોલી –

**આજ તો હું લાલ પીળી થઈ,**
**હું લાલ પીળી થઈ;**
**આજ તો હું લાલ પીળી થઈ,**
**હું લાલ પીળી થઈ.**

રાજા કહે – હજી તો ચકલી જીવે છે, માટે એને વઘારીને તળી નાખો એટલે બોલતી બંધ થાય. ચકલીને તો તેલમાં વઘારી એટલે વળી ચકલી બોલી –

**આજ તો હું છનનન થઈ,**
**હું છનનન થઈ;**
**આજ તો હું છનનન થઈ,**
**હું છનનન થઈ.**

રાજા તો ઘણો ખિજાયો ને ખિજાતો ખિજાતો ચકલીને ખાવા લાગ્યો. ત્યાં ગળામાં જતાં જતાં ચકલી બોલી –

**આજ તો હું સાંકડી શેરીમાં ગઈ,**
**હું સાંકડી શેરીમાં ગઈ;**
**આજ તો હું સાંકડી શેરીમાં ગઈ,**
**હું સાંકડી શેરીમાં ગઈ.**

રાજા કહે – ચાલો, જવા દો એને પેટમાં. પછી કયાંથી બોલશે?
ચકલી તો પેટમાં ગઈ પણ ત્યાંથીય બોલ્યા વિના ન રહી. તે બોલી –

**આજ તો હું રાજમહેલમાં ગઈ,**
**હું રાજમહેલમાં ગઈ;**
**આજ તો હું રાજમહેલમાં ગઈ,**
**હું રાજમહેલમાં ગઈ.**

રાજા તો બહુ જ ગુસ્સે થયો. પછી સિપાઈઓને આસ- પાસ ઊભા રાખ્યા અને તેમને કહ્યું – જ્યારે ચકલી બહાર નીકળે ત્યારે તેને કાપી નાખજો. રાજા બેઠો ને ફરતા ઉઘાડી તલવારે સિપાઈઓ ઊભા રહ્યા.
ત્યાં તો ચકલી નીકળી
ને રાજાના વાંસા પર બેઠી. સિપાઈઓ જ્યાં તલવાર ચકલીને મારવા ગયા ત્યાં તો ચકલી ભરરર કરતી ઊડી ગઈ અને રાજાનો વાંસો કપાઈ ગયો!
પછી ચકલી એક ઝાડ ઉપર બેઠી બેઠી બોલવા લાગી –

**મને તો કાંઈ ન થયું,**
**પણ રાજાનો તો વાંસો કપાયો;**
**મને તો કાંઈ ન થયું,**
**પણ રાજાનો તો વાંસો કપાયો**



## બાળવાર્તાઓ વિશે

આ નાનકડા પુસ્તકમાં જે બાળવાર્તાઓ આપેલી છે તેમાં કળા છુપાયેલી છે, તાત્ત્વિક બોધ અદશ્ય રૂપે વસે છે, જનસ્વભાવનું મૂક વર્ણન છે ને મુગ્ધ બાળકોને આશુતોષ આહ્લાદ ઓતપ્રોત છે; તેથી જ શિક્ષકને તે ઉત્તમ મદદગાર છે. અનુભવી અને ઉત્સાહી શિક્ષકોને એટલી જ પ્રાર્થના છે કે આ વાર્તાઓ સુધારવા પ્રયત્ન કરશો નહિ. આ વાર્તાઓનું ધ્યાન કરો, ધ્યાનથી તદાકાર થાઓ અને પછી જે તમને સ્ફુરે તે બાળકો પાસે મૂકજો. આ વાર્તાઓ શાસ્ત્રનો સંયમ પાળતી નથી, પણ તેની અંદર એક સ્વાભાવિક સંયમ હોય છે. પાપીને ધિક્કાર્યા વગર પાપપુણ્યનો ભેદ બતાવે છે, અને સમાજસેવાના ઉચ્ચ આદર્શનો ખ્યાલ આપતાં વિશ્વવ્યાપી પ્રેમ ઉત્પન્ન કરે છે. આ વાર્તાઓ યાત્રાળુઓની માફક દેશાંતરમાં ફરે છે, અને જ્યાં જ્યાં જાય છે ત્યાં પ્રેમધર્મ સ્થાપિત કરે છે.

● કાકા કાલેલકર



## શિક્ષક ભાઈબહેનોને

લ્યો આ બાળવાર્તાઓ. તમે તે બાળકોને કહી સંભળાવજો. બાળકો હોંશે હોંશે વાર વાર તે સાંભળશે. જોજો, વાર્તાઓ સુંદર રીતે કહેજો; વાર્તા કહેવાની ઢબે કહેજો; લહેકાથી કહેજો; રસથી કહેજો. કોઈ કોઈ વાર વાર્તાઓ વાંચી પણ સંભળાવજો. જેવડાં બાળકો હોય એવી વાર્તા પસંદ કરજો. ભાઈ! એક વાત ના કરતા. વાર્તાઓ બાળકોને ગોખાવશો નહિ; તેમની પાસેથી કઢાવશો નહિ; પરીક્ષાને માટે તેમને તે ભણાવશો નહિ.

તમે જાતે જ અનુભવજો કે વાર્તાઓ કેવી જાદુઈ લાકડી છે. તમારે બાળકો સાથે પ્રેમ બાંધવો હોય તો વાર્તાથી પગ માંડજો. તમારે બાળકોની અભિમુખતા સાધવી હોય તો વાર્તા પણ એક સાધન છે. મોટા પંડિત થઈને વાર્તા કહેશો નહિ; જ્ઞાન આપવા બેસશો નહિ; તટસ્થ રહીને કહેશો નહિ. વાર્તામાં તમે પોતે નાહજો અને બાળકોને નવડાવજો.

● ગિજુભાઈ





# વાદીલો કાગડો

એક હતી કાબર ને એક હતો કાગડો. કાગડાભાઈ વાદીલા; કાબર જે કરે તે પોતે કરે! એક દિવસ કાબર નાહીધોઈને જઈને પીપળે બેઠી. ઊંચુ જોયું તો આંખમાં આંજણ. નીચુ જોયું તો પગમાં ઝાંઝર. ખાડામાં હાથ નાખ્યો તો વીંટી જડી. ખડમાં હાથ નાખ્યો તો રૂપિયા જડયા. રેતીમાં હાથ નાખ્યો તો હીરા જડયા. પાદર ગઈ ત્યાં ગાડીઘોડા મળ્યા! કાગડો પણ નાહીધોઈને બાવળને ઝાડે બેઠો, પણ ચાંચમાં નરક રહી ગયેલું. ઊંચું જોયું તો આંખ ફૂટી. નીચુ જોયું તો પગ ભાંગ્યા. ખાડામાં હાથ નાખ્યો તો વીંછી કરડયો. ખડમાં હાથ નાખ્યો તો એરું કરડયો. રેતીમાં હાથ નાખ્યો તો ઝાંઝરું કરડયું. પાદર ગયો ત્યાં મરી ગયો●